મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ
ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરેલી.

# અમદાવાદ શહેરની સામાન્ય
# ભૂગોળ

( દસક્રોઈ તાલુકા સહિત )

કર્તા,
ગોકળદાસ કુબેરદાસ મહેતા.
માંડવીની પોળ, અમદાવાદ.



પ્રકાશક,
...ીવાલ

મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ
ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરેલી

# અમદાવાદ શહેરની સામાન્ય
# ભૂગોળ.

( દસક્રોઈ તાલુકા સહિત. )

---


કર્તા,
ગોકળદાસ કુબેરદાસ મહેતા.
માળીની ખડકી, માંડવીની પોળ,
અમદાવાદ.


---


પ્રકાશક,
ચંદુલાલ મણીલાલ પરીખ
બુકસેલર,
રીચીરોડ-અમ'

---

આવૃત્તિ ૨ જી.
સંવત ૧૯૭૫-

'મુદ્રણસ્થાનઃ આદિત્ય'
મુદ્ર'

# પ્રસ્તાવના.



"અમદાવાદ શહેરની ભૂગોળ" નામનું એક નાનું પુસ્તક આજથી ૨૦ વર્ષ ઉપર લખાએલું છે.

પ્રાથમિક શાળાના બીજા ધોરણના વિદ્યાર્થીઓનું ભૂગોળનું જ્ઞાન પોતાના વતનથી શરૂ થાય છે. ભૂગોળ અને ઈતિહાસને ગાઢો સંબંધ છે, તેથી તથા આ વિષયમાં પ્રવેશ કરનારાં નાનાં બાળકોને આ વિષય ગોખણીઓ કે નીરસ લાગે તેને માટે, કેટલેક સ્થળે જોવા લાયક સ્થળોનો ઇતિહાસ કંઈક વિસ્તારથી આપવામાં આવ્યો છે.

પ્રતિકૂળ સંજોગોને લીધે સઘળા વિદ્યાર્થીઓને આખું શહેર ફેરવીને બતાવવું એ તદ્દન અશક્ય જ છે; પરંતુ ઉત્સાહી શિક્ષકો ખાસ જોવા લાયક સ્થળો વિદ્યાર્થીઓને બતાવે અને બાકીની હકીકત પુસ્તક દ્વારા શીખવે, તો તે [illegible] નથી.

[illegible] છે, કે શિક્ષકોને પણ આ પુસ્તક પોતાના [illegible] નીવડશે.

કર્તા.

ખડાયતા બુકડીપો,

C. D. Shah.

# અમદાવાદ શહેરની સામાન્ય
# ભૂગોળ

બાળકો, આપણે જે શહેરમાં રહીએ છીએ, તેને **અમદાવાદ** કહે છે. આજથી પાંચસો વર્ષ ઉપર **અહમદશાહ** નામના મુસલમાન રાજાએ આ શહેર વસાવ્યું હતું, તેથી તેના નામ ઉપરથી તેનું નામ **અમદાવાદ** પડયું છે.

જે શહેરમાં આપણે રહેતા હોઈએ, તેની હકીકત આપણે જાણવી જોઈએ. આ નાની ચોપડીમાં તે હકીકત તમે વાંચશો ખરા, પરંતુ તે પહેલાં શહેર અને ગામ કોને કહે તેનું જ્ઞાન તમારે મેળવવું જોઈએ.

આપણા ઘરમાં ઓરડો, પરસાળ, ચોક, ખડકી, મેડા વગેરે હોય છે. તે બધા ખંડો ભેગા મળીને જેમ **ઘર** બને છે, તેમ પંદર વીસ કે તેથી વધારે ઘર સાથે સાથે આવેલાં હોય તેને **ખડકી, પોળ, મહોલ્લો** કે **શેરી** કહે છે. ઘણા મહોલ્લા કે શેરીઓ મળીને **ગામ** બને છે.

ગામમાં ઘર અને માણસોની વસ્તી ઓછી હોય તો તે નાનું **ગામડું** કહેવાય છે. જે ગામમાં ઘણાં અને મોટાં ઘર તથા વસ્તી વધારે તે **શહેર** કહેવાય છે. **અમદાવાદ** શહેર કહેવાય છે.

## દિશા અને ખુણાઓ

આપણી નિશાળના મકાનની ચાર બાજુએ ચાર ભીંતો છે. એ બાજુને **દિશા** પણ કહે છે. ચાર દિશા-

ઓની વચ્ચે ચાર ખુણાઓ પણ છે. તે દરેકનાં નામ પાડેલાં છે. દિશાઓઃ–પૂર્વ, **પશ્ચિમ**, **ઉત્તર**, **દક્ષિણ.** ખુણાઓઃ– **ઇશાન**, **અગ્નિ**, **નૈઋત્ય**, **વાયવ્ય.**

સવારમાં જે દિશામાં સૂર્ય ઊગે છે, તેને **ઊગમણી** અથવા **પૂર્વ** દિશા કહે છે. સાંજે જે દિશામાં સૂર્ય આથમે છે, તેને **આથમણી** કે **પશ્ચિમ** દિશા કહે છે. પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફ **ઉત્તર** અને જમણા હાથ તરફ **દક્ષિણ.** પૂર્વ અને પશ્ચિમ તથા ઉત્તર અને દક્ષિણ સામસામી દિશાઓ છે. અમદાવાદની પૂર્વ દિશાએ રેલવે સ્ટેશન અને પશ્ચિમ દિશાએ સાબરમતી નદી છે.

પૂર્વ અને ઉત્તર એ બે દિશાઓ વચ્ચેનો ખુણો **ઇશાન**, પૂર્વ અને દક્ષિણ એ બે દિશાઓ વચ્ચેનો ખુણો **અગ્નિ**, **પશ્ચિમ** અને દક્ષિણ એ બે દિશાઓ વચ્ચેનો ખુણો **નૈઋત્ય**, અને **પશ્ચિમ** તથા ઉત્તર એ બે વચ્ચેનો ખુણો તે **વાયવ્ય.**

## સ્ટેશનો.

છોકરાંઓ, તમારામાંથી કેટલાંક નડિઆદ, ભરૂચ, સુરત, મુંબઈ, ડાકોર, ખંભાત વગેરે ગામ આગગાડીમાં બેસી ગયાં હશે. આગગાડી જ્યાં ઉભી રહે છે, તેને **સ્ટેશન** કહે છે.

અમદાવાદમાં એવાં બે સ્ટેશનો છે. એક પૂર્વ દિશામાં છે, તેને **કાળુપુરનું** સ્ટેશન કહે છે. ત્યાંથી સુરત, મુંબઈ, ગોધરા, દિલ્હી, અજમેર વગેરે સ્થળે જવાય છે. બીજું સ્ટેશન નદી પાર આવેલું છે. તેને **એલીસબ્રીજનું** સ્ટેશન કહે છે. ત્યાંથી સરખેજ, ધોળકા, બાવળા, વગેરે સ્થળે જવાય છે.

## કોટ.

ઘરનું રક્ષણ કરવાને જેમ ચારે બાજુ ભીંતો હોય છે. તેમ શહેરનું રક્ષણ કરવાને તેની ચારે તરફ ઈંટમાટીથી ચણેલો કોટ છે. તે પણ શહેર વસ્યું ત્યારનોજ છે. ઘરમાં પેસવાને જેમ બારણું હોય છે, તેમ શહેરમાં પેસવાને ચૌદ બારણાં છે. તેને **દરવાજા** કહે છે. આ કોટ ૫–પા માઇલ ગોળ ફરતો છે.

## દરવાજા.

કાળુપુર સ્ટેશનેથી નીકળી શહેર તરફ આવતાં જે દરવાજો આવે છે. તેને **પાંચકુવાનો** દરવાજો કહે છે, કારણ કે તેની પાસે પાંચકુવા છે. પાંચકુવા દરવાજાથી એક મોટો રસ્તો ઠેઠ ભદ્ર સુધીનો છે, તેનાથી શહેરના બે ભાગ પડે છે. પાંચકુવા દરવાજાથી ડાબા હાથ તરફ કોટેકોટે ચાલ્યા જઈએ. તો અનુક્રમે **સારંગપુર, રાયપુર, આસ્ટોડીઆ, જમાલપુર, ખાનજહાન, રાયખડ**, અને **ગણેશબારીનો** દરવાજો આવે છે. આ બારીનો દરવાજો કહેવાય છે. કોટ બાંધવાની શરૂઆત આ ઠેકાણેથી થયેલી હોવાથી તે દરવાજાને ગણેશબારીનો દરવાજો કહે છે. ગણેશબારીથી આગળ ચાલતાં **ખાનપુર, શાહપુર, દિલ્હી, દરીઆપુર, પ્રેમ, કાળુપુર**, અને છેલ્લો પાછો પાંચકુવા દરવાજો આવે છે. આ દરવાજા અત્યારે વપરાતા છે. તે સિવાય આસ્ટોડીઆ અને જમાલપુર વચ્ચે આવેલો **મુંદા** દરવાજો તેમજ શાહપુર અને દિલ્હી દરવાજા વચ્ચે **હલીમનો** એ બે દરવાજા છે, પરંતુ તે બંધ કરેલા છે. લોકો કહે છે, કે આ બે દરવાજા ઉઘડે તો શહેરમાં મારામારી અને કાપાકાપી ચાલે! ઘણાખરા દરવાજાનાં નામ

પાસેના લત્તા ઉપરથી પડેલાં છે, જેમકે જમાલપુર, રાયપુર, સારંગપુર, કાળુપુર વગેરે.

## માણેકનાથ બાવો.

અહમદશાહ પાદશાહ શહેરની આસપાસ કોટ ચણાવતો હતો, ત્યારે દિવસે જેટલો કોટ ચણાય, તેટલો રાત્રે પડી જતો, અને કામ આગળ ચાલતું નહિ. પાદશાહને આનું કારણ સમજાયું નહિ. એવામાં એક માણસે આવીને કહ્યું, કે માણેકનાથ નામનો બાવો છે, તેની પાસે એક ચીપોની સાદડી છે; તે દિવસે ગુંથે છે. અને રાત્રે ગુંથેલી ચીપો ઉકેલી નાંખે છે, તેથી કોટ પડી જાય છે. અહમદશાહ માણેકનાથ પાસે ગયો, અને તેમને કહ્યું, કે મહારાજ, આપની કોટ ચણવા દેવાની ઇચ્છા ન હોય, તો હું નહિ ચણાવું; પરંતુ આપ જાદુગર દેખાઓ છો, તો કૃપા કરીને મને એકાદ ઇલમ બતાવો.

માણેકનાથે એક તાંબાની ઝારી બતાવી કહ્યું, કે પાદશાહ, હું આમાં પેસી નાળચા વાટે બહાર નીકળી શકું છું. માણેકનાથ ઝારીમાં પેઠા કે પાદશાહે નાળચું બંધ કરી દીધું, અને કહ્યું 'હવે હાથમાં આવેલા કેમ જવા દઉં ?' માણેકનાથે કહ્યું, 'રાજા, હવે તું સુખેથી કોટ ચણાવ, પણ મારાં બે ઠેકાણાં સદાને માટે કાયમ રાખજે.' પાદશાહે તે વાતનું વચન આપ્યું; પછી માણેકનાથે પ્રાણત્યાગ કર્યો.

## માણેકચોક.

માણેકનાથ બાવાના નામ ઉપરથી શહેરનો મધ્ય ભાગ માણેકચોકના નામથી ઓળખાય છે. ત્યાં સુતરાઉ, ગરમ, તથા રેશમી કાપડની તેમજ સોનારૂપાની અને પરચુરણ સામાન વેચવાની દુકાનો છે. વચ્ચે એક

ખુલ્લું ચોગાન છે, ત્યાં સવારમાં શાક વેચાય છે. અને બપોર પછી મારવાડી, છીપા, વગેરે લોકો કાપડ વેચવા બેસે છે. એ ચોગાનને **તિલકમેદાન** પણ કહે છે.

એવું કહેવામાં આવે છે. કે માણેકચોકમાં પહેલાં સાબરમતી નદી વહેતી હતી અને પાસે સ્મશાન હતું. અત્યારે પણ **સ્મશાનીઆ હનુમાન** તે સ્થળે છે. પાસે માણેકનાથ બાવાનું મંદિર પણ છે.

## શહેરમાં જોવા લાયક સ્થળો.

**બાદશાહનો હજીરો:**—માણેકચોકમાં અહમદશાહ પાદશાહનો હજીરો—કબર પર ચણેલું મકાન—છે. ત્યાં શહેર બંધાવનાર અહમદશાહને તેમજ તેના પુત્રોને દાટવામાં આવ્યા છે. રોજાનું બાંધકામ તથા બારીઓ ઉપરનું કોતર કામ જોવા જેવું છે. અંદર સફેદ આરસની પાંચેક કબરો છે.

**રાણીનો હજીરો:**—બાદશાહના હજીરાની સામે પૂર્વ દિશામાં રાણીનો હજીરો છે. તેમાં અહમદશાહ પાદશાહની બેગમો—રાણીઓ—ને દાટવામાં આવી છે. હજીરામાં પેસવાનો દરવાજો ઘણો મોટો છે, અને તેની અંદરનું મકાન પણ દસેક ફુટની ઉંચાઈએ પત્થરથી બાંધેલું છે. ચારેમેરની પત્થરની કોતરણીવાળી જાળીઓ જોવા જેવી છે.

**જુમા મસીદ:**—હિંદુઓ જેને મંદિર કહે છે, તેને મુસલમાનો મસીદ—મસજીદ—કહે છે. ત્યાં તેઓ ઈશ્વરની પ્રાર્થના કરવા ભેગા મળે છે.

બાદશાહના હજીરાની પાછળ જુમા મસીદ નામની મસજીદ છે. અમદાવાદમાં વસતા તમામ મુસલમાનો તેમાં સમાઈ શકે એવડી તે મોટી છે. તેમાં પેસવાનાં ત્રણ દ્વાર છે. પૂર્વ દિશાનું દ્વાર બાદશાહના હજીરામાં પડે છે. દક્ષિણનું

શાકબજારમાં અને ઉત્તર તરફનું મુખ્યદ્વાર શહેરના જાહેર રસ્તા પર આવેલું છે.

આ મસીદને બાંધતાં ૧૦-૧૨ વર્ષ લાગ્યાં હતાં. તેની મધ્યમાં એક મોટું પત્થર જડેલું ચોગાન છે. તેમાં વચ્ચે પાણીનો હોજ છે. પશ્ચિમ દિશામાં ૩૬૦ થાંભલાથી બાંધેલો મસીદનો મુખ્ય ભાગ છે, તે ખાસ જોવા જેવો છે.

**ત્રણ દરવાજા**:—જુમામસીદના ઉત્તર તરફના દ્વારથી બહાર નીકળી પશ્ચિમ દિશા તરફ જતાં ત્રણ દરવાજા આવે છે. તે પત્થરના બાંધેલા છે. તેને બંધાવે પાંચસો વર્ષ થયાં. દરવાજાની ઉપલી કમાનો જમીનથી ૨૫ ફુટ ઉંચી છે.

**કારંજ**:—કારંજ એટલે હોજ. ત્રણ દરવાજાથી ભદ્ર તરફ જતાં એક પત્થરનું બાંધેલું મકાન આવે છે. તેને કારંજ કહે છે. તે મકાનની નીચે ભોંયરું છે. તે પહેલાંનો હોજ છે. અસલના મુસલમાન રાજાઓ દર શુક્રવારે આ હોજ પાસે આવી બેસતા અને પાસે બજાર ભરાતો તે જોતા. તે બજારને **ખાસબજાર** કહેતા. અત્યારે પણ કારંજના અગ્નિ ખુણામાં ખાસ બજાર છે, અને તેની પાડોશમાં દર શુક્રવારે **ગુજરી** ભરાય છે. ગુજરીમાં આસપાસના ગામડાના લોકો સામાન ખરીદવા આવે છે, તેથી એક મેળા જેવો દેખાવ થાય છે.

**ટેમ્પલ બાગ**:—કારંજની સામા એક નાનો બાગ છે, તેને ટેમ્પલ નામના સાહેબના નામ ઉપરથી ટેમ્પલ બાગ કહે છે. બાગની ઉત્તર દિશાએ **અલેફની મસીદ** અને તેની પાસે સરકારી **મિડલ સ્કુલ** છે. દક્ષિણ દિશાએ એક મોટું મકાન છે; તેમાં **ગુજરાતવર્નાક્યુલર સોસાયટીની** ઓફીસ છે. આ સોસાયટી-મંડળી-ગુજરાતી ભાષાની

ચોપડીઓ વગેરે છપાવવાનું કામ કરે છે. તેના ઉપરનો હૉલ **પ્રેમાભાઇ હૉલના** નામથી ઓળખાય છે. તેમાં જાહેર ભાષણો થાય છે.

**ભદ્રકાળી માતા:**—બાગની સામે એક કિલ્લો છે. તેને **ભદ્રનો કિલ્લો** કહે છે. તેમાં પેસવાને પહેલાં ચારે દિશામાં થઇને આઠ દરવાજા હતા; તેમાંથી હવે ફક્ત બેજ રહ્યા છે. દરવાજામાં પેસતાંજ કિલ્લાની નીચે ડાબા હાથ તરફ ભદ્રકાળી માતાનું દહેરૂં છે. તે ૧૦૦–૧૫૦ વર્ષનું જુનું છે. તેની અંદર ભદ્રકાળી માતાની સુંદર મૂર્તિ છે. નવરાત્રિમાં આ સ્થળે ગરબા ગવાય છે. બહારની બાજુ કુંડ છે. તેમાં આસો સુદ ૮ ને દિવસે યજ્ઞ– હવન–થાય છે.

**પોસ્ટ ઓફીસ:**—માતાના દહેરાની પાસે મોટી પોસ્ટ ઓફીસ છે, ત્યાં દેશપરદેશના કાગળો આવે છે. શહેરમાં બીજી નાની નાની પોસ્ટ ઓફીસો પણ છે.

પોસ્ટ ઓફીસનું મકાન મોટું અને જોવા જેવું છે. મુસલમાની વખતમાં આજમખાન નામના એક સુબાએ તે બંધાવ્યું હતું. તેથી તે **આજમખાનનો મહેલ** પણ કહેવાય છે. તેમાં પેસવાનો દરવાજો ૧૮ ફુટ ઉંચો છે. અંદર આઠ ખુણાનો સુંદર મંડપ છે. તેનું બાંધકામ ખાસ જોવા જેવું છે. આ મહેલની નીચે મોટું વિશાળ ભોંયરૂં છે. તેમાંથી મહેમદાવાદ સુધી જવાનો રસ્તો છે!

આજમખાનનો મહેલ પાછળથી મુસાફરોને ઉતરવા માટે વપરાતો હતો, અને ત્યારબાદ ત્યાં મદ્રેસા–ઉર્દુ નિશાળ–હતી. મરાઠાઓના વખતમાં લશ્કરી સરદાર ત્યાં રહેતો હતો, અને પાછળથી અંગ્રેજોના આવ્યા પછી તેમાં કેદીઓને રાખવામાં આવતા. છેલ્લાં પંદરેક વર્ષથી તેમાં પોસ્ટ ઓફીસ છે.

**ન્યાયમંદિરઃ**—પોસ્ટ ઓફીસના પડખામાં ન્યાયમંદિર—**સરકારી અદાલત**—છે. તેમાં ચોરી, લૂંટ, ખૂન, પૈસાની આપ-લેમાં થએલી તકરારો, વગેરેનો ન્યાય આપવામાં આવે છે. તે કચેરીના ઉપરી અમલદારને **સેશન જડજ** કહે છે. તે યુરોપીઅન છે, અને તેના હાથ નીચે ૫—૬ દેશી પણ જડજો છે.

ભદ્રના કિલ્લામાં પેસતાં મધ્ય ભાગે મોટું વાગતું **ઘડિઆળ** છે. તે શહેરના ઘણાખરા લત્તાઓમાં સંભળાય છે. પહેલાં આ સ્થળે ખુન કરનારને ફાંસી દેવામાં આવતી.

ભદ્રના કિલ્લાની અંદર ખાસ કરીને હાલમાં દક્ષિણી લોકોનાં મકાનો છે. અને કેટલાક સરકારી અમલદારો પણ રહે છે. તે સિવાય **મુબઈ બેંક, તાર ઓફીસ** અને બીજી કેટલીક **સરકારી ઓફીસો** પણ છે.

કિલ્લાની દક્ષિણ દિશામાં બહાર નીકળવાનો દરવાજો છે, તેની એક પડખે મસીદ છે. તે અહમદશાહ પાદશાહે સૌથી પહેલાં બંધાવેલી કહેવાય છે. મસીદની સામે **ગુજરાત કલબનું** મકાન છે. તેમાં શહેરના શેઠીઆઓ, વકીલો, દાકતરો, વગેરે રોજ સાંજના ભેગા મળી આનંદ કરે છે. ભદ્રના કિલ્લાથી ઇશાન ખુણામાં **સીદી સૈયદની મસજીદ** છે. તેની પશ્ચિમ તરફની ભીંતમાં બે મોટા ૧૦ ફુટ લાંબા અને ૭ ફુટ પહોળા પત્થરમાં કોતરી કાઢેલી ઝાડની સુંદર વેલો છે, અમદાવાદમાં ઝીણામાં ઝીણું અને સારામાં સારૂં કોતર કામ જોવું હોય, તો તે આ સ્થળેજ દીઠામાં આવે છે. તેના જેવું કોતરકામ આખા હિંદુસ્તાનમાં બીજે કોઇ સ્થળે નથી !

મસીદની પાસેથી બે મોટા રસ્તા જાય છે. એક ખાનપુર દરવાજે જવાનો છે, અને બીજો મીરજાપુર થઈ દિલ્હી ગેટ સુધી જાય છે. આ રસ્તે જતાં વચ્ચે શેઠ અંબાલાલ સારાભાઈના મકાનમાં છોડીઓ માટેની સરકારી **હાઈસ્કુલ** અને તેના પાછલા ભાગમાં **મજુર ઓફીસ** છે. દિલ્હી ગેટ પાસે **રણછોડલાલ છોટાલાલ હાઈસ્કુલ** છે. તેમાં અંગ્રેજી ચોથા ધોરણથી સાતમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓ ભણે છે.

**વિક્ટોરિઆ** બાગ:—ભદ્રના કિલ્લાના દક્ષિણ દિશા તરફના દરવાજાની સામે વિક્ટોરિઆ બાગ છે. તે આજથી વીસેક વર્ષ ઉપર **મહારાણી વિક્ટોરિઆના** મરણ પછી તેમનું નામ કાયમ રાખવા, મ્યુનિસિપાલિટી તરફથી બાંધાવામાં આવ્યો છે. પહેલાં તે સ્થળે કેદીઓ પાસે ખેતી કરાવવાનું ખેતર હતું. બાગમાં સાંજે ઘણા લોકો ફરવા આવે છે.

**એલીજબ્રીજ**;—બાગ અને શહેરની પશ્ચિમ દિશામાં **સાબરમતી નદી** ઉત્તરથી દક્ષિણ દિશા તરફ વહે છે. તેની ઉપર જવા આવવાનો એક પૂલ બાંધેલો છે. એલીસ નામના સાહેબના નામ ઉપરથી તેને એલીજબ્રીજ કહે છે. પાસેના સ્ટેશનનું નામ પણ આજ પૂલ ઉપરથી પડેલું છે.

બાગની પાસે નદીમાં જવાનો ગણેશબારીનો દરવાજો અને પાસે માણેકનાથ બાવાનું સ્થાનક છે. શહેરનો કોટ બંધાવવાની શરૂઆત આજ સ્થળેથી થઈ હતી. પાસેનો બુરજ માણેકબુરજના નામથી ઓળખાય છે.

નદી પાર શહેરના કેટલાક શેઠીઆઓના બંગલા છે. તે ઉપરાંત **સરકારી ગુજરાત કોલેજ**, તથા **સાયન્સ કૉલેજ**, અને રાષ્ટ્રીય ગૂજરાત **મહાવિદ્યાલય** જોવા જેવાં છે.

ગણેશબારીના દરવાજાથી એક મોટી સડક શરૂ થાય છે. તેના **મિશન સ્કુલ** આગળ બે ફાંટા પડે છે. એક મિશનસ્કુલ પાછળ થઇ પ્રેમાબાઈ હૉલ આગળ જાય છે. આ રસ્તે **સંસાર સુધારા હૉલ** નામનું મકાન આવે છે. તેના મેડા ઉપર દેશહિતનાં કાર્ય કરનારાં મંડળોની ઓફીસો છે, અને નીચે **સસ્તું સાહિત્યવર્ધક**ની ઓફીસ છે. આ સંસ્થા તરફથી ગુજરાતી ભાષામાં સારાં પુસ્તકો છપાવી સસ્તી કિંમતે વેચવામાં આવે છે. તેનો કારભાર અખંડાનંદ નામના સ્વામી કરે છે.

બીજો રસ્તો મિશનસ્કુલ પાસે થઈ સીધો આસ્ટોડીઆ ચકલા સુધી જાય છે. તે રસ્તે જતાં ડાબા હાથે **મિશન સ્કુલ** અને **પ્રે. રા. ટ્રેનિંગકૉલેજ** આવે છે. આ કૉલેજમાં ગુજરાતી શાળાના પુરુષ શિક્ષકો ભણી તૈયાર થાય છે. તેની સામે **પ્રાર્થના સમાજ**નું મંદિર છે. ત્યાં દર રવિવારે કેટલાક માણસો પ્રાર્થના કરવા ભેગા થાય છે.

પ્રાર્થના સમાજની પાસેથી એક સડક ઉત્તરથી દક્ષિણ દિશા તરફ જાય છે, તે ઠેઠ **ગાયકવાડની હવેલી** સુધી જાય છે.

**ગાયકવાડની હવેલીઃ**—આ હવેલી ભદ્રના કિલ્લાની માફક બાંધેલી છે. તે મરાઠાઓના વખતમાં બંધાઈ હતી. હાલમાં અમદાવાદ શહેરનું રક્ષણ કરનારા પોલીસ સિપાઈઓ અને તેમના કેટલાક ઉપરી અમલદારો તેમાં રહે છે,

ગાયકવાડની હવેલીથી પાછા ફરી આપણે પ્રાર્થના સમાજ આગળ પાછા આવી, સીધી સડકે ચાલ્યા જઇએ, તો ટ્રેનિંગ કૉલેજના સામે **ફીમેલ ટ્રેનિંગ કૉલેજ** આવે છે. તેમાં કન્યાઓને ભણાવનાર સ્ત્રી શિક્ષકો તૈયાર થાય છે.

છે. એની સામે **સોંગાનાથ લેડીઝ ઈન્સ્ટીટયુટ** નામનું મકાન છે. તે પણ કોઈ કોઈ વખત ભાષણ માટે વપરાય છે, અને સાંજના વખતમાં તેનું ચોગાન સુધરેલી સ્ત્રીઓના રમવાના ઉપયોગમાં આવે છે.

પાસે ખમાસાગેટ–**પોલીસ થાણું**–છે. ત્યાં આગળ ત્રણ દરવાજા તરફથી આવતો રસ્તો જમાલપુર દરવાજા સુધી પહોંચે છે. ગેટની ઉત્તર દિશામાં પારસીઓનું દેવળ જેને **અગિઆરી** કહે છે તે છે. તેમાં રાતદિવસ એક મોટા કુંડમાં અગ્નિ સળગતો રાખવામાં આવે છે. દક્ષિણ તરફ જમાલપુર જવાની સડકે **વૈશ્યસભાનું** મકાન છે. તેમાં વાણીઆના ગરીબ છોકરાઓને રાખી ભણાવવામાં આવે છે.

ખમાસાગેટથી સીધી સડકે જતાં વળી પાછી એક મોટી સડક આવે છે, તે ઉત્તર દિશામાં પાનકોરને નાકે થઈ દિલ્હી દરવાજા સુધી જાય છે.

આ સડક ઉપર ડાબી બાજુએ **શહેર સુધરાઈ**–**મ્યુનિસિપાલિટિનું**–મકાન છે, જેને કોઠો કહે છે. તેમાં જુદી જુદી ઓફીસો છે. પાસે મ્યુનિસિપાલિટિનું બંધાવેલું **દાણાપીઠ** છે. તેમાં દરેક જાતનું અનાજ વેચાય છે.

પાનકોરના નાકેથી દિલ્હી દરવાજા તરફ જતાં વચ્ચે **પીરમશાહના રોજો**, **સિવિલહૅાસ્પીટલ**–અને નાટકનાં ચાર **થીએટરો**–શાંતિભુવન, આનંદભુવન, માસ્તર, અને ભારતભુવન–આવે છે.

આપણે પાછળ માણેકચોકની વાત કરી ગયા. માણેક-ચોકમાંથી ચાર દિશામાં ચાર મોટા રસ્તા જાય છે. પૂર્વ તરફના રસ્તે જતાં સાંકડીશેરીમાં થઈ ખાડીઆમાં જવાય છે. દક્ષિણ દિશા તરફ જતાં માંડવીની પોળ આવે છે.

શહેરમાં આ મોટામાં મોટી પોળ છે. તેનું બીજું બારણું આસ્ટોડીઆ ચકલામાં પડે છે. તે રસ્તેથી જતાં આસ્ટોડીઆ દરવાજા પાસે **રાણી સીપ્રીની** મસજીદ છે. તે આજથી ૪૦૦ વર્ષ ઉપર મહમદ બેગડાની રાણીએ બંધાવી હતી. તે હિંદુસ્તાનનાં સુંદર મકાનોમાંની એક છે. કબરની આસપાસની જાળીનું કોતરકામ સુંદર છે. તેમાં ૫૦ ફુટ ઉંચા બે મિનારા છે.

માણેકચોકમાંથી ઉત્તર દિશા તરફ એક રસ્તો રતનપોળમાં થઈ દરીઆપુર તરફ જવાનો છે. રતનપોળમાં સ્ત્રીઓને ઉપયોગી કાપડ મળે છે. ત્યાંથી આગળ ઝવેરીવાડમાં થઈને જતાં **પાંજરાપોળ** આવે છે. એમાં અપંગ ઢોરોને રાખવામાં આવે છે. પાંજરાપોળથી આગળ ચાલતાં **સ્વામીનારાયણનું મંદિર** આવે છે. આ મંદિરને બંધાવે ફક્ત ૭૫ વર્ષ થયાં છે. તેમાં પેસવાનો દરવાજો ઘણો ઉંચો છે. દરવાજામાં પેસતાં મોટા ચોકની વચ્ચે ઉચી બેસણી પર મંદિર આવેલું છે. ચારે બાજુ સાધુઓને રહેવાનું માળબંધી મકાન છે. આ સ્થળે **રામનવમીને** દિવસે મેળો ભરાય છે.

માણેકચોકમાંથી એક બીજો રસ્તો **કંદોઈ ઓળમાં** થઈ કાળુપુર દરવાજા તરફ જાય છે. કંદોઈ ઓળમાં જાતજાતની મિઠાઇ વચાય છે. ત્યાંથી આગળ જતાં **કાગદીઓળ** કાગળ વેચનારાની દુકાનો આવે છે. આગળ જતાં ડાબા હાથે **ડાહીવાડાની પોળ** આવે છે. આ પોળમાં પેસતાં જૈનનું દેરાસર તથા આગળ ખુણામાં વૈષ્ણવધર્મનું મંદિર છે. તેમાં નટવરલાલ શ્યામલાલની મૂર્તિઓ છે.

આ પ્રમાણે આપણે શહેરની અંદરનાં મુખ્ય મુખ્ય જોવાલાયક સ્થળો જોઈ ગયા. હવે શહેર બહારનાં જોવા અને જાણવા લાયક સ્થળો ક્યાં ક્યાં છે તે જોઈશું. જુમામસ્જીદની

ખાતર આપણું ગણેશબારીના આરાથી કોટકોરે દક્ષિણ દિશા તરફથી પ્રદક્ષિણા ફરવા માંડીએ.

ગણેશબારી પછી રાયખડનો દરવાજો આવે છે, તે દરવાજેથી છીપા લોકો લુગડાં ધોવા જાય છે. રાયખડથી આજમખાનના દરવાજા સુધી ગાયકવાડની હવેલીની દિવાલ નદી કિનારે આવેલી છે. આ દરવાજાથી જમાલપુર દરવાજે જતાં વચ્ચે સપ્તર્ષિનો આરો આવે છે. ત્યાં ભાદરવા સુદ ૫ ને દિવસે મેળો ભરાય છે. આ સ્થળે શેઠ સોમનાથ ભુંવરભાઈએ એક ઓવારો બંધાવ્યો છે. પાસે ભાઈશંકર નાનાભાઇ નામના ગૃહસ્થે બંધાવેલું સ્મશાનગૃહ છે.

જમાલપુર દરવાજાની સામે જગન્નાથજીનું મંદિર છે, તેમાં ૪૦૦-૫૦૦ સાધુઓ રહે છે. ત્યાંથી અષાડ સુદ બીજ—રથયાત્રા—ને દિવસે રથ ફરવા નીકળે છે. મંદિરથી થોડે દૂર શ્રાવક લોકોનાં દહેરાં છે, ત્યાં કાર્તિક સુદ ૧૫ને દિવસે મેળો ભરાય છે. તેની પાસે શાહવાડી નામનું ગામ છે. ત્યાં શ્રાવણ માસના ત્રીજા સોમવારે મેળો ભરાય છે. ત્યાંથી થોડેક દૂર સુએજ ફાર્મ નામની જગા છે. ત્યાં શહેરની ગટરોના મેલા પાણીમાંથી શાક તરકારી પકવવામાં આવે છે. દરવાજાની પાસે શહેરની ગટરોમાંથી આવેલું પાણી સાફ કરવાનું કારખાનું છે.

જમાલપુર પછી આસ્ટોડીઓ દરવાજો આવે છે. આ દરવાજા બહાર બે મોટી સડકો છે. તેમાંથી દક્ષિણ દિશા બાણીની સડકે જતાં નવાપરાની બહુચરાજી માતાનું દહેરું છે. ત્યાં કેટલાક લોકો ઉજાણી કરવા જાય છે. ત્યાંથી આગળ એકાદ માઇલ દૂર શાહઆલમનો રોજો છે. શાહઆલમ મહમદ બેગડાના ગુરુ હતા. એ રોજાને પિત્તળની જાળીઓ છે. એક વખત ઘુમટના ઉપલા ભાગમાં સોનું અને કીમતી જવાહીર જડેલું હતું. રોજાની નીચે મોટું ટાંકું છે, તેમાંથી વચ્ચેના નાના હોજમાં પાણી આવે છે. ત્યાં જ્યારે

મેળો—ઓરસ—ભરાય છે, ત્યારે બહારગામથી પણ ઘણા મુસલમાનો આવે છે. રોજાની પાસે **ચંડોલા** નામનું મોટું તળાવ છે. તેમાં સુંદર કમલનાં ફૂલ થાય છે. તળાવની આસપાસનાં ખેતરોમાં ઘણી વાર નહેરવાટે આ તળાવમાંથી પાણી લેવામાં આવે છે.

આસ્ટોડીઆથી રાયપુરના દરવાજા તરફ જતાં **કાગડાપીઠ** આવે છે. તેમાં પતીઆ લોકોને રાખવામાં આવે છે. શુક્રવારને દિવસે બહાર ગામથી વેચાવા આવતાં ઢોર આ બે દરવાજાની જગામાં ઉભાં રહે છે.

**કાંકરીઉં તળાવઃ**—રાયપુર દરવાજેથી પોણો માઇલ દૂર આ તળાવ આવેલું છે. **કુતુબશાહ** નામના મુસલમાન રાજાએ આ બાંધ્યું હતું. તે લગભગ એક માઇલ ફરતું છે. પૂર્વ તરફ પાણી આવવાનું સુંદર ગરનાળું છે. પત્થરનાં પગથીઆં વાળી આ તળાવને ૩૪ બાજુઓ છે. તેની વચ્ચે **નગીનાવાડી** છે. તેમાં પહેલાં સુંદર મહેલ અને નાનો સરખો બગીચો હતો, તેને **ઘટામંડપ** કહેતા. તે પડી જવાથી હાલનું મકાન ૫૦ વર્ષ ઉપર બંધાવવામાં આવ્યું છે. તેમાં જવાનો રસ્તો દક્ષિણ દિશા તરફ પાકી સડકથી બાંધેલો છે. આ સ્થળે શ્રાવણ માસના **બીજા સોમવારે** તથા **દશેરાને** દિવસે મેળો ભરાય છે.

કાંકરીઆ તળાવની પશ્ચિમ દિશામાં વલંદા લોકોનું કબરસ્તાન છે, અને અગ્નિ ખુણામાં **શુશાકર** અને **હેડકી** નામનાં નાનાં તળાવો છે.

**મણીપુરઃ**—શેઠ મણીલાલ રણછોડદાસના નામ ઉપરથી વસાવવામાં આવેલું **મણીપુર** નામનું ગામ કાંકરીઆ તળાવની દક્ષિણ દિશામાં આવેલું છે.

**મહીપતરામ અનાથાશ્રમ:**—રાયપુર અને સારંગપુર દરવાજાની વચ્ચે **વડની ગેટ** નામનો નાનો દરવાજો પાડવામાં આવ્યો છે. તેની સામે આશ્રમ આવેલો છે. તેમાં માબાપ વિનાનાં ગરીબ છોકરાંને રાખી ઉછેરવામાં આવે છે.

**માધવબાગ:**—સારંગપુર દરવાજા બહાર ઉત્તર દિશા તરફ આ બાગ આવેલો છે. તે મહુમ **સર ચીનુભાઈએ** પોતાના પિતાના નામ ઉપરથી કરાવ્યો છે. તેમાં તેમના દાદા **રણછોડલાલ છોટાલાલનું** સફેદ આરસનું સુંદર બાવલું છે. બાગના બે ભાગ છે. તેમાંનો એક પુરુષ માટે અને બીજો સ્ત્રીઓ માટે છે.

સારંગપુર દરવાજાથી એક સડક **ગોમતીપુર** સુધી જાય છે. ત્યાં **નરસિંહજીનું મંદિર** છે. **બેસતા વર્ષને** દિવસે લોકો ત્યાં દર્શન કરવા માટે જાય છે.

બીજી એક સડક સીધી રેલવે લાઇન ઓળંગીને **સરસપુર** જવાની છે. સરસપુરમાં રંગાટી કામ સારૂં થાય છે. સરસપુરની દક્ષિણ દિશાએ **મલેક સાબનનું** તળાવ છે.

માધવબાગની પાછળ **જ્યુબિલિહોસ્પીટલ** અને **રણછોડભાઈનું** દવાખાનું છે. જ્યુબિલિ હોસ્પીટલમાં સુવાવડી સ્ત્રીઓને રાખવાની સારી સગવડ છે. આ બંને દવાખાનાં રા. બ. રણછોડલાલ છોટાલાલે બંધાવેલાં છે.

સારંગપુર પછી પાંચકુવા દરવાજો આવે છે. તેની અને કાળુપુર દરવાજાની વચ્ચે **પાંચકુવા કાપડ મારકીટ, મસ્કતી મારકીટ, રેવડી બજાર, કપાસીઆ બજાર,** અને **સાકર બજાર** છે.

**ધર્મશાળાઓઃ**—સ્ટેશનની સામે આવેલી આદિશંકર-ભાઈની ધર્મશાળા, **મંચીલાલ મેન્શન્સ,—વિશ્રામગૃહ—ભાટીઆની ધર્મશાળા, હરિવલ્લભ મૂળચંદની ધર્મશાળા,** વગેરે ઘણી ધર્મશાળાઓ આ લત્તામાં આવેલી છે, તેમાં બહાર ગામથી આવનાર લોકો વગર ભાડે ઉતરી શકે છે.

કાળુપુર દરવાજા બહાર મોટું દાણાપીઠ છે. ત્યાં જથાબંધ અનાજ મળે છે. અહીંથી એક સડક રેલવેની લાઇન પર થઈ **અસારવા** જાયછે. ત્યાં પહેલાં **આશા ભીલનું** રાજ્ય હતું. તેના નામ ઉપરથી તે અસારવા કહેવાય છે. અહમદશાહે આશા ભીલને હરાવી અમદાવાદ વસાવેલું કહેવાય છે. અસારવાનું સ્ટેશન પણ છે. ગામમાં પેસતાં વૈષ્ણવ ધર્મની **આચાર્યજીની બેઠક** આવે છે. તેની પાછળ **દાદાહરિની વાવ** છે. તે જોવા જેવી છે. એમ કહેવાય છે કે હરિ નામે મહમદ બેગડાની એક દાસી હતી, તેની પાસે બે ઝાંઝર હતાં તેમાંનું એક વેચી આ વાવ બંધાવી હતી, અને બીજું વાવમાં નાંખ્યું હતું. તેને બંધાવતાં ૩ લાખ રૂપીઆ ખર્ચ થયો હતો.

**માતર ભવાનીની વાવઃ**—અસારવામાં બીજી આ નામની વાવ છે. તે પણ ઘણી જુની અને જોવા જેવી છે. તેમાં એક ગોખમાં માતાજીની મૂર્તિ છે.

**નીલકંઠમહાદેવનું** દહેરૂં અસારવાની ઉત્તર દિશામાં આવેલું છે. શ્રાવણ વદ અમાસને દિવસે અહીં મેળો ભરાય છે. અને શહેરના ઘણા લોકો ઉજાણી કરવા આવે છે. આ દિવસે મહાદેવને સવા લાખ બીલીનાં પાંદડાં ચઢાવવામાં આવે છે. આ દહેરામાં સાધુઓની જમાત રહે છે.

કાળુપુરથી પ્રેમ અને પછી દરીઆપુર દરવાજો આવે છે. પ્રેમ દરવાજા પાસે જાનવરોનું દવાખાનું છે. દરિઆ-

પુર દરવાજા બહાર **ખિલાડીનો બાગ** છે. ત્યાં શ્રાવણ માસના **પહેલા સોમવારે** મેળો ભરાય છે. આ બે દરવાજા બહાર ઘણી મિલો છે.

દરીઆપુરથી દિલ્હી દરવાજા તરફ જતાં **માધુપરૂં** આવે છે. ત્યાં ઘી ગોળ અનાજ વગેરે જથાબંધ મળે છે. નદીમાં ઘણું પૂર આવે છે, ત્યારે માધુપરામાં પાણી ફરી વળે છે.

દિલ્હી દરવાજાથી એક સીધી સડક **શાહીબાગમાં** જાય છે. ત્યાં જતાં રસ્તામાં હઠીસીંગનું દહેરૂં આવે છે.

**હઠીસીંગનું દહેરૂં:**—અમદાવાદમાં ઠેકાણે ઠેકાણે જૈન લોકોનાં સુંદર દહેરાં છે, તે બધાંમાં આ દહેરૂં સુંદર અને વિશાળ છે. તે આજથી ૭૫ વર્ષ ઉપર **પ્રેમચંદ** નામના સલાટની દેખરેખ નીચે બંધાયું હતું. તેમાં એક મુખ્ય અને બીજાં નાનાં નાનાં બાવન દહેરાં છે. તે દરેકની અંદર સુંદર મૂર્તિઓ છે. દહેરાના ત્રણ ભાગ છે. એક ભાગમાં આ દહેરાં, બીજામાં ધર્મશાળા, અને ત્રીજામાં હવેલી છે. વચ્ચે સુંદર બાગ છે. દહેરાને બંધાવતાં લગગગ ૧૦ લાખ રૂપીઆ ખર્ચ થયું હતું. બ્રાહ્મણોની શહેરચોરાશી ઘણી વખત આ સ્થળે થાય છે. દહેરાના પાછલા ભાગમાં સુંદર ગાલીચા વણવાનું કારખાનું છે..

હઠીસીંગના દહેરા પાસેથી ઉત્તર દિશામાં જવાના બે રસ્તા છે. જમણા હાથને રસ્તે કેમ્પ આવે છે, અને ડાબા હાથની સડકે જતાં શાહીબાગ આવે છે. કેમ્પના રસ્તાની બંને બાજુએ ઘટાદાર વડનાં ઝાડ આવેલાં છે. કેમ્પમાં ગોરૂં લશ્કર રહે છે. ખુલ્લા ચોગાનમાં એક હનુમાનનું દહેરૂં છે. તેને **કેમ્પના હનુમાન** કહે છે.

**શાહીબાગ:**—**શાહજહાન** નામના રાજાના નામ ઉપરથી આ સ્થળને શાહીબાગ કહે છે. તેમાં એક સુંદર

નદીને કિનારે બાંધેલો મહેલ છે. તેમાં ઉત્તર વિભાગના ઉપરી કમિશનર સાહેબ રહે છે. મહેલ આ શાહજહાનનો બંધાવેલો છે, તે જોવા જેવો છે. તેના પાછલા ભાગમાં ઠેઠ નદીના પાણી સુધી પગથીઆં કરેલાં છે. આ બંગલાની નજીકમાં **ભીમનાથ** અને **ખડગધારેશ્વર મહાદેવનાં** દેવાલયો છે. આ સ્થળે **શ્રાવણ વદ ૭,૮** તથા **ભાદરવા સુદ ૯** ને દિવસે મેળા ભરાય છે. શાહીબાગમાં કેટલાક શેઠીઆઓના પણ બંગલાઓ છે.

શાહીબાગથી દિલ્હી દરવાજે પાછા આવતાં રસ્તામાં **રણછોડલાલ છોટાલાલની બોર્ડિંગ** તથા **ગાંડાની હોસ્પિટાલ** આવે છે.

દિલ્હી દરવાજાથી વાયવ્ય ખુણામાં એક સડક દૂધેશ્વર સુધી જાય છે. ત્યાં જતાં રસ્તામાં **દરીઆખાનનો ઘુમટ** આવે છે. આ સ્થળે કેટલાક લોકો ભૂત કાઢવા આવે છે. રોજાનો ઘુમટ ઘણો મોટો છે. તેની ભીંતની તથા ઘુમટની જાડાઇ ૯ ફુટની છે. તે મહમદ બેગડાના વજીર દરીઆખાને બંધાવ્યો હતો.

**દૂધેશ્વર**;—સાબરમતી નદીનો આ એક ઓવારો છે. તે દધિચિ નામના ઋષિના નામ ઉપરથી દૂધેશ્વર કહેવાય છે. આ સ્થળે નાહવાથી પુણ્ય થાય છે, એમ લોકો માને છે. તેથી અષાડ વદ અમાસ–દિવાસા–ને દિવસે ઘણા લોકો અહીં નાહવા માટે આવે છે. પાસે બાંધેલું **સ્મશાનગૃહ** છે. દૂધેશ્વરના આરા પાસે **ચિનાબાગ** છે, તેની અંદરનો વિશાળ કુવો અને ભોંયરૂં જોવા જેવાં છે. આ ઓવારા પર સર ચીનુભાઇના નામ ઉપરથી **ચીનુનાથ** મહાદેવનું દહેરૂં બંધાવવામાં આવ્યું છે. ચીનુભાઈએ લાખો રૂપીઆ [illegible]ર્માદાનાં કામો પાછળ વાપર્યા છે

**પાણીની ટાંકીઃ**—દૂધેશ્વરના આરે શહેરને પાણી પૂરૂં પાડવાની ટાંકી છે. તે ટાંકીમાં પાણી લેવા નદીમાં ૧૨ કુવા ખોદેલા છે, તેમાંથી પાણી યંત્ર મારફતે આવે છે. ટાંકીમાં બે મોટા જાડા નળ છે. તેમાંના એક નળ વાટે ટાંકીમાં પાણી ભરાય છે, અને બીજા વાટે શહેરમાં અને શહેર બહાર પાણી જાય છે. મોટા નળની સાથે નાના નળ જોડવામાં આવે છે, તેની મારફતે આપણાં ઘરોમાં પણ પાણી આવે છે.

**સત્યાગ્રહાશ્રમઃ**—દૂધેશ્વરના આરાની સામી બાજુએ નદીની પેલે પાર **મહાત્મા ગાંધીજીનો** આશ્રમ છે. ત્યાં **રાષ્ટ્રીયશાળા, વણાટશાળા, ગૌશાળા, રસોડું,** અને બહાર ગામથી આવેલા વિદ્યાર્થીઓને રહેવાનું **વિદ્યાર્થીગૃહ** ખાસ જોવા જેવાં છે. બહાર ગામથી ઘણા લોકો આ આશ્રમ જોવા આવે છે.

**સાબરમતીજેલ**:-શાહીબાગની પાછળ અને આશ્રમની ઉત્તર દિશામાં આ જેલ—કેદખાનું—આવેલું છે. તેમાં કરાંચી મુંબઇ, અને પુના સુધીના કેદીઓને રાખવામાં આવે છે. જેલમાં શેતરંજી, ખાદી, પાટી, વગેરે ઘણાં સારાં બને છે.

હવે આપણે પાછા દિલ્હી દરવાજે આ કોટે કોટે ચાલ્યા જઈએ. દિલ્હી પછી શાહપુર અને પછી ખાનપુર દરવાજો આવે છે. આ દરવાજેથી **તાબુત** નદીમાં લઇ જઈ ઠંડા કરવામાં આવે છે.

ખાનપુર પછી આપણે જ્યાંથી ફરવા નીકળ્યા હતા, ત્યાં ગણેશબારી પાસે જવાય છે. વચમાં **મહાદેવનો આરો** આવે છે, તે ભદ્રના કિલ્લામાં દરવાજો પાડી બાંધેલો છે.

આપણે શહેરની અંદરનાં તથા બહારનાં જોવા તથા જાણવા લાયક સ્થળો જોઈ ગયા. હવે શહેરની વસ્તી, વેપાર, વહિવટ, વગેરે સંબંધી માહીતી મેળવીએ.

## લત્તાઓ.

**શહેરના લત્તાઓ:**—શહેરના મુખ્ય ૧૮ લત્તાઓ પાડેલા છે. સ્ટેશનથી ભદ્ર સુધી જે સીધો રસ્તો પશ્ચિમથી પૂર્વ સુધી જાય છે, તેની બંને બાજુએ આ લત્તાઓ વહેંચાએલા છે. રસ્તાની જમણી બાજુએ એટલે શહેરની ઉત્તર દિશામાં અનુક્રમે(૧) કાળુપુર (૮) દરીઆપુર (૩) ઝવેરીવાડ (૪) ઈદ્દીઓ (૫) ઘીકાંટા (૬) પાનકોર (૭) મીરજાપુર (૮) ખાનપુર અને (૯) શાહપુર આવેલા છે.

દક્ષિણ દિશામાં (૧) સાગરંપુર (૨) ખાડીઆ (૩) રાયપુર (૪) માણેકચોક (૫) આસ્ટોડીઆ (૬) જમાલપુર (૭) રાયખડ (૮) કારંજ અને (૯) ભદ્ર. એ પ્રમાણે ઉત્તર તરફના **નવ** અને દક્ષિણ તરફના **નવ** મળી કુલ અઢાર લત્તાઓ છે. આમાં કાળુપુર મોટામાં મોટો છે. ખાડીઆ લત્તો શહેરનો મુખ્ય લત્તો ગણાય છે. ત્યાં ઘણીખરી વસ્તી નાગર અને ક્ષત્રિયોની છે. પાંચકુવા દરવાજેથી શહેરમાં આવતાં જે પ્રથમ ચાર રસ્તા આવે છે, તેમાંનો દક્ષિણ તરફનો રસ્તો ખાડીઆમાં જવાનો છે.

લત્તા ઉપરાંત શહેરની આસપાસ હાલમાં લગભગ ૧૫ પરાં છે. તેમાંનાં કેટલાંકની હકીકત આપણે જોઈ ગયા છીએ.

**વસ્તી**—દર દસ દસ વર્ષે સરકાર આખા દેશની વસ્તીની ગણતરી કરાવે છે. છેલ્લી ગણતરી ૧૯૨૧માં થઈ હતી. તેમાં ઉપર જણાવેલા શહેરના લત્તા તથા પરાંઓની મળી અમદાવાદની વસ્તી [illegible] માણસની છે. અને તેમાં હજી વધારો થયાજ કરે છે. એમ કહેવાય

છે, કે એક વખત અમદાવાદ એટલું મોટું શહેર હતું કે તેમાં ૯ લાખ મકાનો, અને ૨૦ થી ૩૦ લાખ માણસની વસ્તી હતી! ૧૦૦૦ તો મસીદો હતી! શહેરની આસપાસ ફરતાં ૩૬૦ પરાં હતાં!

હાલની વસ્તીમાં હિંદુ, જૈન, મુસલમાન, પારસી, તથા ખ્રિસ્તિઓનો સમાવેશ થાય છે.

**વેપાર** :—વસ્તીનો ચોથો ભાગ અત્યારે મિલોમાં કામ કરે છે. બાકીનામાંથી કેટલાક સરકારી નોકરી, અને કાપડ, અનાજ, વગેરેનો વેપાર કરે છે.

અમદાવાદમાં કાપડ સુતરની લગભગ ૬૦ મિલો છે. તે સિવાય ડાંગર ખાંડવાનાં, લોટ દળવાનાં, લોઢાનો ઘાટ બનાવવાનાં અને તેલ પીલવાનાં પણ સંખ્યાબંધ કારખાનાં છે.

**ત્રણ તાર**:— અમદાવાદનો મુખ્ય વેપાર ત્રણ તાર—**સુતર, રેશમ, અને કસબ**— છે. સુતરના તારમાંથી ધોતીઆં, ચાદરો, સાડીઓ, જુદી જુદી જાતની છીંટો, તેમજ બીજું ઘણું કાપડ બને છે. રેશમ અને કસબમાંથી કીનખાબ, અતલસ, સાટીન, ગજીઆણી, સાડી, બાંટ, સોળાં, ચુંદડી અલાયચા, ખંડ, મુગટા, પીતાંબર, મગીયાં, ચંદ્રકળા, રેશમી અને કસબી ધોતીજોટા તથા ચણોઠા, મશરૂ, ભરતકામ, તોઈ, ફીત, મોળીઆં, ઝીકની કિનારી, તથા પાઘડીઓ અમદાવાદમાં એવાં સરસ બને છે કે એક વખત આખી દુનીઆમાં અહીંનો માલ વખણાતો!

**ગાલીચા** શાહપુરમાં સારા બને છે, તે ઠેઠ વિલાયત સુધી જાય છે. અમદાવાદમાં બનતા કાગળ **અમદાવાદી કાગળ** ને નામે ઓળખાય છે. તેનો ઉપયોગ ખાસ કરીને ચોપડા બાંધવામાં થાય છે. પહેલાં શાહપુર, કાચરપ વગેરે સ્થળે જથાબંધ કાગળો બનતા, પરંતુ હાલમાં વિલાયતી કાગળો

દેશમાં આવતા હોવાથી આ હુન્નર તદ્દન ભાંગી પડયો છે. **દીવાસળીની એક** મિલ છે, તે કાંકરીએ જતાં આવે છે, તેમાં બનતી દીવાસળી બહાર ગામ જાય છે. શહેરમાં **બરફનાં** ચાર કારખાનાં છે. એક નદીપાર, બીજું શાહીબાગ જવાની સડકે, ત્રીજું માધવપરામાં, અને ચોથું કાંકરીઆ તળાવ જતાં દીવાસળીની મિલની સામે આવેલું છે.

**છાપખાનાં**:— અમદાવાદમાં લગભગ ૫૦ છાપખાનાં છે. તેમાં **ચોપડીઓ** તથા **વર્તમાનપત્રો** છપાય છે. મુખ્ય વર્તમાનપત્રોમાં **સ્વરાજ, નવજીવન, યંગઇંડિઆ, પ્રજાબન્ધુ, ગુજરાતી પંચ** વગેરે છે. વર્તમાનપત્રોમાં દેશપરદેશની ખબરો આવે છે.

આ સિવાય **સાબુ, બ્રશ, બટન, સોડાવોટર**, તથા દૂધમાંથી મલાઇ કાઢવાના **સંચા-ડેરી**- વગેરેનો ધંધો પણ કેટલાક લોકો કરે છે. છીપા લોકો સુતરાઉ કાપડ રંગવા તથા છાપવાનું કામ કરે છે.

**ખેતીની પેદાશ**:—અમદાવાદની આસપાસનાં ખેતરોમાં **બાજરી, મઠ, ચોળા, અડદ**, વગેરે પાકે છે. તે સિવાય શાક જેમાં કે **વંત્યાક, કારેલાં ભીંડા, ગિલોડાં પાપડી, કંકોડાં, દૂધી** ગવારસીંગ, **આરીયાં, કોળું, મૂળા, મોગરી, બટાટા, મેથી**, વગેરે જુદી જુદી ઋતુઓમાં થાય છે. શિઆળામાં **સીતાફળ, બોર, શેરડી, જામફળ**, ઉનાળામાં **કેરી, તડબુચ, ફાલસાં, ટેટી, રાયણ** તથા **પપૈયાં** અને **ચોમાસામાં દાડમ, જાંબુ** વગેરે ફળ થાય છે.

ઉપરનાં શાક તથા ફળમાંથી કેટલાંક ગટરનાં મેલાં પાણી પાઈ પકવવામાં આવે છે.

**શહેરનો વહીવટ**—શહેરનો વહીવટ મ્યુનિસિપાલિટિ કરે છે. તેમાં શહેરના વતનીઓ તરફથી નિમાયલા સારા સારા માણસો તથા સરકાર તરફના માણસો ભેગા મળી કારભાર ચલાવે છે. આ માણસો **મ્યુનિસિપલ કાઉન્સિલર** કહેવાય છે. મ્યુનિસિપાલિટિનું કામ રસ્તા બંધાવી સાફ રખાવવાનું, દીવાબત્તી કરાવવાનું, છોકરાઓને માટે શાળાઓ ચલાવવાનું, દરદીઓ માટે દવાખાનાં ઉઘાડવાનું, શહેરને સ્વચ્છ પાણી પૂરૂં પાડવાનું, મેલા પાણીનો નિકાલ કરવાનું, કોહી કે સડી ગએલાં શાકપાન વેચતાં અટકાવવાનું-વગેરે છે. ઉપરનાં કામોમાં પૈસાનો ખર્ચ થાય, તેથી લોકો પાસેથી કર અને બહાર ગામથી આવતા માલ પર જકાત લેવામાં આવે છે.

પહેલાં શહેરના દરવાજા ઉપર બહારગામથી આવતા માલપર જકાત લેવાતી; પરંતુ હાલમાં તે બંધ કરી રેલવે-ગાડી પર નાંખવામાં આવી છે.

**શેહેરના રસ્તા**:—અમદાવાદના રસ્તા તેની વસ્તીના પ્રમાણમાં સાંકડા અને વાંકાચુંકા છે. શહેરનો મુખ્ય રસ્તો જે સ્ટેશનથી ભદ્ર સુધી જાય છે, તે મધ્ય ભાગે ઘણોજ સાંકડો છે. આ રસ્તાના કેટલાક ભાગને **રીચીરોડ** કહે છે, ત્યાં **બાલા હનુમાનનું** દહેરૂં છે. આ રસ્તે મુખ્ય દુકાનો ચોપડીઓની, સોનારૂપાના દાગીનાની, મિઠાઈની અને બીજી પરચુરણ દુકાનો છે. શહેરમાં એક સ્થળેથી બીજે સ્થળે જવા આવવા માટે ભાડાની **ઘોડાગાડીઓ** તથા **મોટરો** મળે છે. મુખ્ય રસ્તાઓ ઉપર વીજળીના દીવા મૂકેલા છે.

**શાળાઓ**—અમદાવાદમાં ગુજરાતી તથા અંગ્રેજીની મળીને આશરે ૧૫૦ શાળાઓ હાલમાં છે. તે પૈકી ગુજરાતી રાષ્ટ્રીય શાળાઓ ૪૩ તથા મ્યુનિસિપાલિટિની શાળાઓ ૬૦ મુખ્ય છે. આ સિવાય ખાનગી લોકો તરફથી તેમજ ખ્રિસ્તી મિશનરીઓ તરફથી ચાલતી પણ કેટલીક શાળાઓ છે. અંગ્રેજી શાળાઓ ૮ છે, તેમાં સરકારી હાઇસ્કુલ અને ત્રણ દરવાજા પાસે આવેલી પ્રોપ્રાયટરી હાઇસ્કુલ મુખ્ય છે. અમદાવાદમાં ગુજરાતી તથા અંગ્રેજી ભણનાર વિદ્યાર્થીઓની કુલ સંખ્યા આશરે ૨૪૦૦૦ ની છે. તેમાંથી ૧૬૦૦૦ હજાર વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય શાળાઓમાં અને ૮૦૦૦ સરકારી શાળાઓમાં ભણે છે.

આ પ્રમાણે આપણે અમદાવાદ શહેરની તમામ હકીકત શીખી ગયા. હવે અમદાવાદની આસપાસનાં ગામોની હકીકત જોઈએ.



## તાલુકો.



ઘણાં ઘર મળીને ગામ થાય છે, તેમ ઘણાં ગામો એકઠાં થઈને જે પ્રદેશ બને છે, તેને **તાલુકો** કહે છે. આપણું શહેર જે તાલુકામાં આવેલું છે, તેને **દશક્રોઈ તાલુકો** કહે છે, અમદાવાદ શહેરની આજુબાજુ **દશકોશ**—દશગાઉ-સુધી આ તાલુકાની હદ છે, તેથી તેનું નામ **દશકોશી** અથવા **દશક્રોઈ** પડયું છે.

દશક્રોઈ તાલુકાના બે ભાગ કરેલા છે. અમદાવાદ શહેરની ઉત્તર દિશામાં આવેલો **ઉત્તર દશક્રોઈ** અને દક્ષિણ દિશામાં આવેલો **દક્ષિણ દશક્રોઈ** કહેવાય છે. દરેક ભાગમાં લગભગ ૭૫—૭૫ ગામો છે.



## નકશો.

કોઈ પણ સ્થળનું માપ લેઈ દોરેલો આકાર—તેને **નકશો** કહે છે.

અમદાવાદ શહેરનાં જોવા લાયક સ્થળો વગેરેની હકીકત આપણે જાતે જોઇ અને શહેરમાં ફરીને મેળવી. હવે જે તાલુકાની ભૂગોળ આપણે શીખવાની છે, તેનું દરેક ગામ ક્યાં આવેલું છે, તે તથા તેની બીજી હકીકત અમદાવાદની માફક ફરીને જોવી એ મુશ્કેલ છે; પરંતુ બીજી રીતે પણ તે હકીકત મેળવી શકાય છે. આપણે જેમ કોઈ પદાર્થના ચિત્ર ઉપરથી તેની હકીકત કહી શકીએ છીએ, તેમ નકશા ઉપરથી હરકોઈ સ્થળની

હકીકત જાણી શકાય છે. આપણા તાલુકાના આવા બે જુદા જુદા નકશા દોરેલા છે. તે ઉપરથી તમે તેની કેટલીક હકીકત મેળવી શકશો. તે હકીકત મેળવતા પહેલાં નકશાની દિશાઓ ઓળખવી જોઈએ.

નકશો પાટીઆ કે ભીંત ઉપર ટાંગેલો હોય, અને તેની સામે આપણે મોં કરી ઉભા રહીએ, તો આપણા માથા તરફની એટલે ઉપરની તે **ઉત્તર દિશા**, પગ તરફની એટલે નીચેની તે **દક્ષિણ દિશા**, આપણા જમણા હાથ તરફની **પૂર્વ**, અને ડાબા હાથ તરફની **પશ્ચિમ** દિશા જાણવી.

દશક્રોઈ તાલુકાની ઉત્તર દક્ષિણ લંબાઈ **૨૯ માઇલ** અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ **૨૧ માઇલ** છે.



## ઉત્તર દશક્રોઈ તાલુકો.

---

**નદીઓઃ—સાબરમતી** અને **ખારી.**

**સાબરમતી નદી:**—અંબાજી પાસેના ડુંગરમાંથી નીકળે છે. તેની લંબાઈ **૨૦૦ માઇલની** છે. તે ઉત્તરથી દક્ષિણ દિશા તરફ વહી **ખંભાતના** અખાતને મળે છે.

**ખારી:—ખારી** નદી સાબરમતી નદીને મળે છે, ત્યાં સુધીની તેની લંબાઈ **૧૦૫** માઇલ છે. ખારી નદીનું પાણી કેટલીક વખત **ચંડોળા** તળાવમાં લેવામાં આવે છે.

**પેદાશ:**—આ તાલુકામાં મુખ્યત્વે કરીને **બાજરી, જુવાર, કઠોળ, ડાંગર,** અને **શેરડી** થાય છે.



## મુખ્ય ગામો.

**નરોડાઃ**—ગામમાં વૈષ્ણવ ધર્મની **બેઠક** અને શ્રાવક લોકોનું **દેરાસર** છે. ગામથી ૦॥ માઇલ દૂર **ધનુષધારી** માતા છે, ત્યાં **અષાડ સુદ ૧૫** ને દિવસે મેળો ભરાય છે. ગામમાં **પત્થરની વાવ** છે, તે જોવા જેવી છે

**અડાળજઃ**—અડાળજમાં આજથી સવા ચારસો વર્ષ ઉપર બાંધેલી પત્થરની મોટી **વાવ** છે. ત્યાં જવાને માટે **ખોડીઆર** સ્ટેશને ઉતરવું પડે છે, ખોડીઆરથી અડાળજ ૨ માઇલ દૂર છે. વાવ રૂડાં નામની રજપુત સ્ત્રીએ ગુજરાતના મુસલમાન રાજા પાસે બંધાવરાવી હતી. એવું કહેવામાં આવે છે કે રૂડાં બહુજ રૂપાળી હતી. એક વખત મુસલમાન રાજા શિકાર કરવા નીકળ્યો હતો. તેણે રસ્તામાં રૂડાંને જોઈ. પાછળથી સિપાઈ મારફતે તેને પોતાના રાજમહેલમાં બોલાવી, તેને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. રૂડાંએ વિચાર્યું કે આ મુસલમાન રાજા હવે કોઈ પણ રીતે મારી સાથે લગ્ન કર્યા સિવાય રહેનાર નથી, માટે તેના પાસમાંથી છુટવાને હવે યુક્તિ રચવી જોઈએ. તેણે રાજાને કહ્યું "તમો મારૂં નામ કાયમ રહે, એવી એક સુંદર વાવ બંધાવો. તે વાવમાં પાણી નીકળશે એટલે તેમાં નાહી પછીથી હું તમારી સાથે લગ્ન કરીશ." પાદશાહે તે પ્રમાણે જલદી વાવ તૈયાર કરાવી. વાવ તૈયાર થઈ એટલે રૂડાં તેમાં પડી મરણ પામી. તેણે પોતાનો જીવ ખોયો પણ તે મુસલમાનને તાબે થઈ નહિ.

**સરખેજઃ**—સરખેજમાં **મહમદ બેગડાની** અને તેના ગુરુ **ગંજબક્ષની કબરો** ઉપર બાંધેલો સુંદર રોજો છે. પાસે એક મોટું તળાવ છે. રોજામાં ચાંદીની એક **સાંકળ**

છે, તે વિષે એમ કહેવામાં આવે છે, કે તે જમાનામાં ચોરી, ખૂન વગેરેનો ગુનો કરનારને આ સાંકળ પાસે લેઈ જવામાં આવતા. સાંકળને જોતાંજ ગુનેગારને પોતાનો ગુનો કબુલ કરવો પડતો. આથી કેટલાક ચોર લોકોએ એવો વિચાર કર્યો કે રાત્રે આ સાંકળને ચોરી કરી લેઈ જઈએ તો આપણે પકડાઈ જઈએ નહિ, અને આપણને સજા પણ થાય નહિ. તેથી એક રાત્રે સાંકળને લેવા કેટલાક ચોર રોજામાં પેઠા. સાંકળને જેવા પકડવા જાય છે, કે તેવીજ તે નીચેથી એવડી વળી ઉંચે ચઢી ગઈ! અત્યારે પણ તે તેવીજ સ્થિતિમાં છે. ગુજરાતમાં આ રોજો સારામાં સારો ગણાય છે. સરખેજ અમદાવાદથી ૬ માઇલ દૂર છે. ત્યાં પહેલાં ગળીનો પાક પુષ્કળ થતો. સરખેજમાં મોઢ બ્રાહ્મણની વસ્તી વધારે છે.

**અચીએર**:—અચીએરનું રંગાટી કામ વખણાય છે. સાલ્લા અને ગોદડાંનાં ખોળીઆં અહીં સારાં બને છે.



## બીજાં ગામો.

ગોમતીપુર, ઉવારસદ, કોચરબ, વળાદ, ઓગણજ, રાયપુર, ચાંદખેડા, વાડજ, કોબા, નિકોલ, અને સૈજપુર. આ સિવાય નીચેનાં ગામોમાં રેલવે સ્ટેશનો છે.

**રેલ્વે સ્ટેશનો**:—અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, આંબલીરોડ, ખોરજ, અસારવા, નરોડા, વલાદ, સરખેજ, અને મોટેરા.



## દક્ષિણ દશક્રોઈ તાલુકે.

---

**નદીઓ**—સાબરમતી, ખારી, અને મેશ્વો.

**પેદાશ**:—આ તાલુકામાં મુખ્ય પાક ડાંગેરનો છે. અહીંની ડાંગેર આખા ગુજરાતમાં વખણાય છે. તે સિવાય વરીઆળી, શેરડી, ગળી, જુવાર, બાજરી, કઠોળ, કરિઆતુ વગેરે થાય છે.



## મુખ્ય ગામો.

**વટવા**:—રોજો અને મસીદ જોવા જેવાં છે. અહીંની કેરીઓ વખણાય છે. ગામમાં રાધાવલ્લભીઓનું મંદિર છે.

**બારેજા**:—બારેજામાં ડાંગેર પુષ્કળ પાકે છે. ગામમાં પાટીદારની વસ્તી વધારે છે.

**જેતલપુર**:—જેતલપુરમાં સ્વામીનારાયણનું મંદિર અને તળાવ જોવા જેવાં છે. અહીં અષાડ સુદ ૧૧ ને રોજ મેળો ( સામૈયો ) ભરાય છે. ચંડોળા તળાવમાંથી પાણી લઈ અહીં ડાંગેર પકવવામાં આવે છે. અહીં જુનો પડી ગયેલો કિલ્લો છે.

**અસલાલી**:—ડાંગેર સારી પાકે છે. અહીં પણ ચંડોળા તળાવમાંથી પાણી લઈ ડાંગેર પકવવામાં આવે છે. અહીંના અમીનોની હવેલીઓ જોવા જેવી છે.

**હીરાપુર અને કાસીંદ્રા**—આ બંને ગામોમાં શેરડી પકવી તેમાંથી ગોળ બનાવવામાં આવે છે. ગુજરાતમાં સારામાં સારાં માટલાંનો ગોળ અહીં બને છે.

**પીરાણા**:—**ગીરમથા** ગામની પાસે **પીરાણા**નો રોજો જોવા જેવો છે. **પીરાણા** ધર્મ હિંદુ અને મુસલમાન બંને કોમો પાળે છે. અહીંના મહંતને **કાકા** કહે છે. **ચૈત્ર સુદ ૧** ને દિવસે અહીં હિંદુ મુસલમાનોનો મોટો મેળો ભરાય છે.

**કણભા**:—કણભામાં **સ્વામીનારાયણ** અને **રામજીનાં** મંદિર છે. આ ગામમાં **ગળીનો** પાક થાય છે.

**ઉવારસદ**:—ઉવારસદ ગામથી સાબરમતી નદી એ માઈલ દૂર વહે છે. ત્યાં છોકરા છોડીઓને ભણવાની **નિશાળો, પોસ્ટ ઓફીસ** અને **લાયબ્રેરી** છે.

**લાંભા**:—લાંભા ગામથી અડધો ગાઉ દૂર **બળીઆ** **કાકાનું** ધામ છે. ત્યાં અમદાવાદ અને તેની આસપાસના લોકો **બાધા** કરવા આવે છે.

**ભુવાલડી**:—ભુવાલડીમાં **ગળી** અને કરિઆતુ થાય છે.

આ સિવાય **છોટામહેમદાવાદ, વહેલાલ વીસલપુર, ગામડી, મીરોલી, વાંચ, હાથીજણ, પાલડી, રામોલ, ધામતવાણ, મહીજડા, નાદેજ, ઓડ, વસાઈ,** વગેરે ગામો છે.

**રેલવે સ્ટેશનો**:—**વટવા** અને **બારેજડી**.

# ઇનામી ગામો.

દશક્રોઈ તાલુકામાં કેટલાંક એવાં ગામ છે, કે જે ખાનગી માણસોને તાબે છે. તે ગામોની જે ઉપજ આવે-છે, તે તે લોકો લે છે. આવાં ગામો સરકાર તરફથી સારી નોકરી કર્યા બદલ ઇનામમાં મળેલાં હોય છે, અથવા તેમણે વેચાતાં લીધાં હોય છે, કે કોઈને દેવની પૂજાના બદલામાં મળેલાં છે.



## ઉત્તર દશક્રોઈ તાલુકાનાં ઇનામી ગામો.

નિકોલ—રા. બ. ભોળાનાથ સારાભાઈનું છે.

ઓગણજ—રા. બ. રણછોડલાલ છોટાલાલનું છે.

વાસણા—શાહઆલમવાળા સૈયદ મુસામીયાનું છે.

વેજલપુર—ગોસ્વામી મહારાજનું છે.



## દક્ષિણ દશક્રોઈ તાલુકાનાં ઇનામી ગામો.

હસનપુર—શાહઆલમ વાળા સૈયદ સાહેબનું છે. ત્યાં નવ-રાત્રિમાં માંડવી નીકળે છે.

સૈજપુર અને કુંજાડ—પાદશાહી દિવાનનાં છે.

નારોલ—શ્રીયુત માવલંકરનું છે.

વાંચ—અમદાવાદ શહેરના કાજી સાહેબનું છે.

વસાલ—મુન્સી સાહેબનું છે.

વટવા—સૈયદ સાહેબનું છે.



## ગામ અને તાલુકાના અધિકારી.

ગામમાં સરકાર તરફનો એક **અધિકારી** હોય છે, તેને **મુખી** અથવા **પોલીસ પટેલ** કહે છે. તે ઘણું કરીને ગામનો વતની હોય છે. ગામમાં થતી ચોરી, લૂંટફાટ, મારામારી વગેરે અટકાવી ગામમાં બંદોબસ્ત રાખવાનું કામ તેનું છે. મુખીનો પગાર ઘણો ઓછો હોય છે. મુખીને મદદ કરવાને **મતાદાર** અને **તલાટી** હોય છે. તેમનું કામ ગામની આસપાસનાં ખેતરોનું **મહેસુલ** તથા ગામનો કર ઉઘરાવવાનું છે.

મુખી, તલાટી, તથા બહાર ગામથી આવતા જતા બીજા સરકારી અમલદારો માટે ગામમાં જે સરકારી મકાન હોય છે, તેને **ચોરો** કહે છે. ગામના સિપાઈને **રાવણીઆ** કહે છે. દરેક ગામડામાં નિશાળ હોતી નથી. મોટાં ગામોમાં હોય છે, ત્યાં આસપાસનાં ગામડાંનાં છોકરાં ભણવા જાય છે. દરેક ગામમાં પોસ્ટ ઓફીસ પણ જુદી હોતી નથી. નિશાળના મુખ્ય શિક્ષક પોસ્ટનું કામ કરે છે.

તાલુકાના ઉપરી અમલદારને **મામલતદાર** કહે છે. તેને પોતાના તાલુકાના દરેક ગામ ઉપર દેખરેખ રાખવાની

હોય છે. ગામના લોકોની કોઈ પણ જાતની ફરિઆદ હોય, તો તે તેને સાંભળવી પડે છે. તાલુકાના ગામડાંમાં એક દાક્તર ફરતા રહે છે, તે દરદીઓને દવા આપે છે.

દશક્રોઈ તાલુકામાં મોટામાં મોટું ગામ **અમદાવાદ** છે, તેથી **ઉત્તર** અને **દક્ષિણ** બંને તાલુકાના મામલતદારની **કચેરીઓ** પણ અમદાવાદમાંજ છે.

આ પ્રમાણે આપણે આપણા **શહેર** અને **તાલુકાની** ભૂગોળ શીખી ગયા.



